શ્રીમાનશેઠ અંબાલાલ સારાભાઇએ કરેલો

# શ્રી સંભવનાથજીનો પ્રતિષ્ઠા

# મહોત્સવ.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

કવિ શીવલાલ ખુશાલભાઇ બ્રહ્મભટ.

ઠે. અમદાવાદ—ગોમતીપુર.



અમદાવાદ

ખાડીઆમાં હિતેચ્છુ પ્રેસમાં પોતાના મકાનમાં

હરિપ્રસાદ પિતાંબરદાસ મહેતાએ છાપ્યું.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦.

કીમત રૂ.૦—૧—૦

## ॥ श्री अरिहंताय नमः ॥

ઑાનરેબલ શેઠ મગનભાઇ કરમચંદની ગાદીના વારસ શ્રીમાન શેઠ અંબાલાલ સારાભાઇએ શ્રીસંભવનાથજીનું નવીન દેરાસર કરી અષ્ટોતર સ્નાત્રથી પ્રતિષ્ઠા કરી પુજા રચી તે વિષેની વંદના.

---

# શ્રીસંભવનાથજી સ્તુતિ.

રાગ ખમાચ જીલ્લો એક તાલ.

"દીનનો દયાલ છોડી, કોને શરણુ જાઉ" એ રાહ.

સેવી સંભવનાથને, મહાપ્રભુજી મનાવું; (૨) શેવી. ટેક
યાચી અરિહંતને, અષ્ટાપદ આરાધુ;
ગણીતણી ઘણી કૃપા, ધન્ય સંઘના સાધુ. શેવી. ૧
આચાર્ય નેમીસુરીજીને, હું શીશ નમાવું;
સદ્ગુરૂની શિખપર, શુભ લક્ષ લગાવું. શેવી. ૨
એકસો આઠ કુંપના, નીરેથી નહવરાવું;
સંભવનાથ સાહ્યથી, રૂડી પુજા સુરચાવું. શેવી. ૩
મેવા મીઠાઇયો મુકીને, ધુપ દીપ ધરાવું;
સન્નાથ કરો શ્રી પ્રભૂ, શુદ્ધ ચીત્તથી ચહાવું. સેવી. ૪
અષ્ટોતરી સનાત્ર ભણી, ગુણનીધી ગાઉં;
જીનવર છોડીને, હું કોણુ કને જાઉં. શેવી. ૫

અચળ રહો શેઠ અંબાલાલ, કરોજ કામ હાવું;
પ્રસિદ્ધ યશ પ્રતાપીને, પછી શું દરશાવું. શેવી. ૬
પુર્વજોના પુણ્યતણો, હું પાર ના પાઉ;
મશહુર મગનભાઈ શેઠની, બહાદુરી શી બતાવું. શેવી. ૭

## મહાડ.

"ચીઝોરી અંબેમાત, આશ થારી તો ખરી" એ રાહ.

અંબાલાલ જોડે હાથ, સાહ્ય કરો સંભવનાથરે (૨) ટેક.
કરમચંદ કુળે કેસરીરે, મગનભાઇ શેઠ મસહુર,
ઑનરેબલ યશ્વિ ઉપજ્યા, ભવ્ય ભાગી ભરપુરરે. સાહ્ય. ૧
કૌસ્લર હુવા કૌન્સિલનારે, મહા મોટા મર્તબાદાર;
ગુણી ગવરનરે ગણ્યા, સુમાન દીધું સરકારરે. સા. ૨
પ્રથમ પુજ્ય પ્રભુ તણુરે, ધવળ રચીયું ધામ;
જીરણ થવાથી જેહને, નવેસર કીધું તમામરે. સા. ૩
પાયામાંથી પ્રભૂ તણુંરે, કીધું દહેરાસર;
પ્રતિષ્ટા કીધી પ્રીતથી, પુજ્યા શ્રી જીનેશ્વરરે. સા. ૪
ભણાયા ભલા ભાવથીરે, અષ્ટોત્તર સનાત્ર;
પુજા રચાઇ પેર પેરની, અનેક ઉપચારો સાથ. સા. ૫
આખા શહેરે ઉમંગથી, ધારાવાડી દેવાઈ;
જેથી જન સમુદાયનાં, હૈયાં જાયે હરખાઇરે. સાહ્ય. ૬
પુજા રચાઈ પ્રેમશુંરે, ધરી મેવા મીઠાઇ;
કારીગર સલાટો સર્વને, પોશાક પાઘડીયો અપાઇ. સા. ૭

આગ્રા જેવાં ઓપતાંરે, મેલાવી દીધાંજ ફુલ;
દર્શાવી કારીગરી, જેમાં જરી ન ભૂલરે. સાહ્ય. ૮
દેરાસર હવું દીપતુંરે, મહા તેજનો અંબાર;
ઇંદ્રાસન જેવું ઓપતું, મહા મ્હોટું દબાદાર. સાહ્ય. ૯

## દોહરા.

આનંદાની કરી ખડકમાં, રાખ્યો રૂડો રંગ;
સપુત સારાભાઇતણા, અંબાલાલ અનંગ. ૧
સદ્દકીરતિનાં સૃષ્ટિમાં, બજે ચોગરદા ચંગ;
સપુત સારાભાઇતણા, અંબાલાલ અનંગ. ૨
ખર્ચ કીધો ખંતથી, પરતીષ્ઠા પરસંગ;
સપુત સારાભાઇતણા, અંબાલાલ અનંગ. ૩
પૈસાજ ખરચ્યા પુણ્યમાં, ઉર ધરીજ ઉમંગ;
સપુત સારાભાઇતણા, અંબાલાલ અનંગ. ૪
રાખ્યા રૂડી રીતથી, ધીમંતોના ઢંગ;
સપુત સારાભાઇતણા, અંબાલાલ અનંગ. ૫
વડીલો જેવું વિશ્વમાં, મોટું મેળવ્યું માન;
સલુકાઇ બહુ સાચવી, બ્હાદુર બુદ્ધિ નિધાન. ૬
ગણાયા ગુણી સંઘમાં, પૂરાજ પર્મદયાળ;
સલામત રાખ્ય શ્રીપતી, યસસ્વિ અંબાલાલ. ૭
વિજયસુરીજીએ કર્યું સહુનુંજ સમાધાન;
જેથી જસવી શેઠનું, બહુધા કીધું ધ્યાન. ૮

# ગજલ રેકતાની.

"આઈ બસંતકી બહાર, પપૈયાને પુકારી" એ રાગ.

સ્વામી સંભવનાથની, પુજા પુરી રચી;
જેને જોવા મેદની મુલકોની મચી. ટેક. સ્વામી. ૧

અષ્ટોત્તર સનાત્ર સાથે, પ્રતિષ્ટા કરી;
સ્તુતિ સંભવનાથની, અધિક ઉચરી. સ્વામી. ૨

પત્ની પ્રતાપી શેઠનાં, શુદ્ધ સરલાદેવી;
હર્ષ પામ્યાં ઉરમાં, શ્રી જૈન પ્રભુ સેવી. સ્વામી. ૩

અનસુયા બહેન આસ્તીક, સતી શિરોમણી;
પુજ્યા પર્મપ્રભુને, રાખી પ્રીતી ઘણી. સ્વામી ૪

કાન્તા, વસુ, નિર્મળા, ઇંદુ બહેનો મન ધરી;
વિશેષ પ્રભુ વંદીયા, વિમળ કીરતિ વરી. સ્વામી. ૫

જમનાદાસ શેઠજી, સુરાજ પુણ્યકારી;
જેમણે જૈન પ્રભુની, સેવા સ્વીકારી. સ્વામી. ૬

દરસવાને દુરથી, આવે ફરી ફરી;
સદ્‌ભાગી શેઠજી, લેવી કીરતિ હરી. સ્વામી. ૭

વિશેષ શોભા સરલાદેવીએ વધારી;
રામણદીવો સાહી, રામાઓમાં પધારી. સ્વામી. ૮

વિવાહ જેવો વિનોદ, આ વિભુનો જાણીને;
શૃંગારો સર્વે સજ્યા, સુહર્ષ આણીને. સ્વામી. ૯

સાડી પહેરી શોભતી, બુટેદાર જરકશી;
જેથી જુવતીયો જેમને, જુવે ધશી ધશી. સ્વામી. ૧૦
શેઠને સુશોભતો, પોશાક પાઘડી;
ઉભયને આળેખીને, સૌ કહેતાં ધન્ય ઘડી. સ્વામી. ૧૧
શેઠ સમસ્ત શ્રાવકો, શ્રાવીકા આવી;
શુભ પ્રસંગે શેઠને, સુપ્રીતી દર્શાવી. સ્વામી. ૧૨
ડાહ્યાભાઇએ જીનવરની, જલેબ બહુ ભરી;
અપાય માન એમને, ઘણું કરી કરી. સ્વામી. ૧૪
જીવાભાઇએ વિનોદમાં, શ્રમ લીધો ઝાઝો;
અંબાલાલ શેઠનો, આણી અતી હાજો. સ્વામી. ૧૩
ઝાઝુ માન જમનાદાસ શેઠને ઘટે;
શોભા વધારી શેઠની, સુઉર ઉલટે. સ્વામી. ૧૫
દલસુખભાઇ, માણીલાલ, હોંશિયાર કારભારી;
શ્રીમાન મગનભાઇ શેઠની, પેઢીજ પુણ્યકારી. સ્વામી. ૧૬
સંભવનાથ સર્વને, સુખીજ રાખજો;
અંબાલાલ શેઠ સારૂ, દેવળ દાખજો. સ્વામી. ૧૭
પરિવાર પુત્રનો, પ્રારબ્ધી પુરા પામો;
મશહુર મગનભાઇ શેઠના, જેવો જસ જામો. સ્વામી. ૧૮
શિરનામે શિવલાલ, શ્રી સંભવનાથને;
સુખી રાખો સર્વથા, સૌ સંઘ સાથને. ૧૯



સવૈયા એકત્રીસા સર્વે રાગમાં, ગરબા, લાવણીમાં પણ ગવાય.

સખાવતી શેઠ અંબાલાલે, મોહ ઘણો મનમાં લાવી;
સંભવનાથની શેવા દ્વારે, દાનાઈ બહુ વિધ દર્શાવી. ટેક.

મંગળ લીલા મનોહર કીધી, મોટો મંડપ સોહરાવી;
જળજાત્રાનો જીનવરકેરો, વડો વરઘોડો ચઢાવી. સ૦ ૧
વરઘોડાનો વિસ્તાર મોટો, જબર મેદની જોવા જામી;
સંઘ કેરા સમસ્ત શ્રાવકો, સન્નારીઓ આનંદ પામી. સ૦ ૨
રથ પ્રભુજીનો રાયપુરમાં, માણેકચોકમાં ડંકો વાજે;
જબર સાહેબી જીનવરકેરી, મઘવાપતી જોઇ મન લાજે. સ૦ ૩
સાબેલાનો દરેસ દીપતો, ઉત્તમ અલંકારો ઝળકે;
કડાં સાંકળાં કંદોરા કંઠીયો, કાને લોલકો લળકે. સ૦ ૪
સાહેબેદા બહુ સુંદર બનીઆ, રોફદાર બહુ રજવાડી;
જીંગડ જીંગડ નોબતો ઝણુકતી, સ્વારો સોના અગાડી. સ૦ ૫
બેશુમાર બગીઓ બાળકોની, બહુ બાળાની સુખપાલો;
તીખા તોરી તવંગરોના, રૂડીજ ચાલે રેવાલો. સ૦ ૬
ચતુર ઘોડા કેરી ચારઠ, શોભા બહુ સારી દેતી;
ચોગરંદમ ચાદર ફુલોની, બીરાજ્યાં બાહાશની બેટી. સ૦ ૭
સાજન મળીયું શેઠો વીગરેનું, દમાદાર તે બહુ દીસે;
સંઘ વિગેરે સદ્‌ગૃહસ્થોનો, દેખીને હૈયું હીસે. સ૦ ૮
પ્રતિષ્ટા કરવા પ્રભુજી કેરી યસ્વી શેઠે હદવાળી;
નવીન દેહેરૂં નૌતમ કીધું, રચી રચના બહુ રૂપાળી. સ૦ ૯

જીનવર પુઠે જુવતીયો જમાબંધ, ઇંદ્રાણીયો હુવી અસબેલી;
મસ્તક ઉપર મોદ ભરે મન, કળસો કંચનના મેલી. સ૦ ૧૦
પુરવજોના પુણ્ય પ્રતાપે, હવું કામ આનંદકારી;
અચળ રહો શેઠઅંબાલાલભાઇ, સરસસેવા સ્વીકારી. સ૦ ૧૧

## ગરબી.

"ઓરા આવ્યને સલુણા પ્રભુ શામળા જો" એ રાગ.
શેઠ અંબાલાલે સખાવતો કીધી ઘણી જો,
મશહુર હુવા મેદની વિશે મહોટા મણી જો. શેઠ૦ ટેક.
વડીલો જેવી વડાઇ મહોટી મેળવી જો,
વિજય નેમીસુરીએ દુધ સાકર ભેળવી જો. શેઠ૦ ૧
શેઠ મગનભાઇ કરમચંદ હવા કેશરી જો,
ઑાનરેબલ ઉપકારી પરમેશ્વરી જો. શેઠ૦ ૨
શેઠ સાગભાઇ જેવી સાબાશી વરી જો,
ધવળ ધીમંતોમાં ધન્ય પદવી ધરી જો. શેઠ૦ ૩
ગૃહસ્થાઇ ગણાઈ દેશ ને વિદેશમાં જો,
સુમાન પામ્યા સાહેબો નરેશમાં જો. શેઠ૦ ૪
ખુબી દર્શાવી ખરીજ ખાનદાનની જો,
નીતી રીતી રાખી વિવેક વિદ્વાનની જો. શેઠ૦ ૫
પુરાં પ્રસંશાદાયક કામો કર્યાં જો,
અડગ આલમ વિશે વિસ્તર્યાં જો. શેઠ૦ ૬

સહુક્રાઇ સોમાં આચવી સુનીતથી જો,
અસીલ ખાનદાનની રૂડી રીતથી જો. શેઠ૦ ૭
શાંન્તીભૂવન રચ્યુંજ સારૂ શોભતું જો;
અસ્યાડંબરોથી અતી ઓપતું જો. શેઠ૦ ૮
ફરતી ફોરદાર ફુલોની વાડી કરી જો;
છુટી જગા છટાદાર ભાસે હરી જો. શેઠ૦ ૯
આરાસુર જેવી રચના, સુ શોભતી જો;
નદી નાળાં બાંધેલ બહુ ઓપતી જો. શેઠ૦ ૧૦
આરાસુરની જગા જાણ્યે અહીં વસી જો;
આબેહુબ દેખાવ નહીં ન્યુન કસી જો. શેઠ૦ ૧૧
શાંન્તીભુવન ભાળી જ શાંતી વળે જો;
સુખ શરીરે સુહાય અતી તે સ્થળે જો. શેઠ૦ ૧૨
ઇંદ્ર ભુવન જાણ્યેજ અહીં આવિયું જો;
એવું મહા મનોહર રૂડુ તે રચાવિયું જો. શેઠ૦ ૧૩
અક્કલ પહોંચાડીજ એમાં શેઠે અતી જો;
ધન્ય ધન્ય ધીમંત શેઠની મહા મતી જો. શેઠ૦ ૧૪
શિવલાલ કહે કર જોડી કવિ જો,
અચળ રહો શેઠ અંબાલાલ અનુભવી જો. શેઠ૦ ૧૫

દુહો.

પ્રભુ પરાયણ પ્રિતથી, અવસર આ ઉજવાય;
નોકાર્શી રાજનગરની, ઘટીત માન ગણાય. ૧

સમાપ્ત.